બોલે સો અભય—સનાતન ધર્મ કી જય.



ભારત માતકી જય.

# શેઠ-શેઠાણી
સીર
# ફુલોંકી બર્ષા

પ્રકાશક

**બાવા રામ રટો,**

મેનેજર વ પ્રોપ્રાઇટર
પબ્લીક ગંગાલંગર ઋષીકેશ રોડ. હરીદ્વાર,
સાંવલદાસ ચંદીરામ મેહબુબાની કે
નાનક દરબાર ખોડી ગાર્ડન કરાંચી.

---

*Written & Published by*

**BAWA RAM RATO,**

*Managing Proprietor*

**Public Ganga Langer Rishikesh Rd. Haridwar**

Sanvaldas Chandiram Mehbubani's

Nanik Darbar Khodi Garden.

KARACHI.

---

આવૃત્તિ પહેલી. | દો આને ધર્માર્થ ફંડ. | ઈસ્વી ૧૯૨૫.

ડાયમન્ડ પ્રેસમે આનંદશંકર આણંદજી ત્રીવેદીને છાપા,
કેમ્પબેલ સ્ટ્રીટ, બંદર રોડ, કરાંચી.

# પ્રભુ પ્રાર્થનપે ગઝલ.

તુ ધન હરતારે અવીનાશી, તેરી લીલા ન્યારી હય;
તુંહી ગોપાલ મધુસુદન, દયાલુ ન્યાયકારી હય. ૧
જહાંકી તાકતે જીવની, સભી મોજુદ તેરેમેં;
નહીં એસી સુની દેખી, જુદા તુમસે બીહારી હય. ૨
તુમ્હારે હાથમેં પકડી હય, કુંજી સબ કલાવાલી;
બીગાડી બાત સુધારી હય, સુધારી બાત બીગાડી હય.
હજારોં સેંકડોં લોગોં, કીયે સામાન દુનીયામેં;
દયા કરી તુમ્હારીસે, બડી પૃથ્વી યે સારી હય.
અગર હો ચાંદ તુમ ઠાકર, તો મેં ચકોર હું તુમ્હારા;
દીખાવો ચાંદની અપની, ભાગે ગીરદા ગુબારી હય. ૫
અગર હો કમલ ગીરધારી, તો મેં ભવરા દિવાના હું;
પીલાવો પ્રેમરસ મુજકો, લગી અબ પ્યાસ ભારી હય. ૬
લગાજો આકે ચરનોંમેં, કીયા હય પાર બેડેકો;
સભી હો પાર મીલ બેડે, બહિ કીસ્તી હમારી હય. ૭
સંભાલો તો સંભાલો અબ, નહીં ફીર કબ સંભાલોગે;
ગઇ રઘબર ગઇ રઘબર, સુનો અરજી હમારી હય. ૮
ગો-બેટીકી ચીખોપર, સુનો ફરિઆદ અજહાના;
બડે બુરેકો નયનોંસે, પડી દેખે દુલારી હય. ૯
બડે કયું પાપ ભારતપે, હુઆ કયું હાલ યે એસા;
પડી ગફલતમેં કયું સોતી, સકલ ભારત હમારી હય. ૧૦
તુહિ અવ્વલ, તુહિ આખર, તુહિ જાહીર તુહિ બાતન;
જહાંકા કસ સીનેમેં, બડા બાંકા ખેલાડી હય. ૧૧
નહી તાકત જરા મુજકો, કરૂં વર્ણન મેં ગુન તેરે;
લગન તેરીમેં જો ગુજરે, વાહવાહ સુંદર દીહાડી હય. ૧૨
તમન્ના હે મેરે સતગુરૂ, જો તેરે રાગ ગુન ગાઉં;
ગઈ એસે ગુજર મેરી, આયા આગા અગાડી હય. ૧૩

---

હે પ્રભુ, હે સર્વશકિતમાન, હે ગુરૂ મહારાજ, હે દરિયાલાલ, હે વર્ણ-દેવ, હર હિન્દૂ જાતી સિન્ધનીવાસીપર તું અપની કૃપાકર જો યે અપને કરમ ધરમ ઓર દાનકી સીધિ રીતિ કો જાનને માનનેવાલે બને. હે પ્રભુ! લાયક પુત્રોમેં જેસે નાલાયક પુત્રકા પીતાકો સબસે જ્યાદા ખયાલ બના રહેતા હય વયસેહિ તુજે ભુલકર ધનદાલતકે ભરોસેપે પાર ઉતરનેવાલોંકા બેડા પાર કર, જો યે ભુલ કભી અપને સનાતન ધર્મકી પ્રિતીકો છોડકર અનમેલ મતાંતરોપર હરગીજ ધ્યાન કરનેકી ચાહના ન કરે!! હે હરી દેનકુ જલ્દી અપના ભગત બનાવ ઓર ૧૯૯૬ હાથસે પરમાર્થકા ભલા કર. શાન્તિ! શાન્તિ!! શાન્તિ!!!



# શેઠ–શેઠાણી

### અ થ વા

## સત્યપ્રકાશ કીસ્તીની સત્ય સફર.



"ખોટું સાચું કરીને ધન કમાવા ધંધો કરો." કહે છે કે, એક નકલી મહાત્માએ એક દેશમાં ઉપરના શબ્દોના પોકારે કરીને આખા દેશને એટલે કે રાજા, પ્રજા, અમીર, ગરીબ વગેરેને એટલા નાસ્તિક તથા ધર્મ–કર્મ રહિત કરી; તે દેશને એવો તો બેહુદો બનાવી દીધો કે જ્યાં ધર્મ ધ્યાનનું નામ નિશાનજ ન રહેવા દીધું. તે દેશના લોકો ફક્ત પૈસો પેદા કરવો, અને પ્રજા ઉત્પતી કરવા સિવાયની પોતાની બધી ફરજો ભુલી ગયા.

એક સમયે તે દેશનો એક નગર શેઠ–શેઠાણી રસોયાને સાથે લઈ જંગલમાં શીકાર કરવા ગયા. ત્યાં શિકાર ન મળવાથી તથા મળતા શિકાર હાથમાંથી છટકી જતા હોવાથી શેઠની બ્રાન્ડી (દારૂ) નો નશો ઉતરી ગયો. અને નિરાશ થઈ ત્યાં નજદીકમાં આવેલા દરિયા કિનારે જઈ પહોંચ્યા, તો તેમણે ત્યાં શું જોયું ? એક વહાણમાં એક બુઢો ખલાસી નિંદ્રા દેવીની આરાધના કરી રહ્યો હતો. શેઠે જતાજ તેને જગાડ્યો અને પુછ્યું કે તું કોણ છે ? તેણે જવાબ દીધો કે હું આ સત્યપ્રકાશ નામના વહાણનો સત્યવ્રત નાવીક છું.

**શેઠ**—અમને જલદી પેલે કીનારે ઉતારો અને જોઈએ તે ધન લ્યો.

**સત્યવ્રત**—શેઠ! હું ધનનો લોભી નથી. ફક્ત આ સત્યપ્રકાશ વહાણનો સેવક છું હું હલેસાં કે બીજી કોઈ વહાણ ચલાવવાની સામગ્રી રાખતો નથી સત્યપ્રકાશમાં બેસનારાઓ સૌ સત્યને આધારે પાર ઉતરે છે તમે પણ અંદર બેસો અને પોતાની જીંદગીના બનાવોની સત્યકથા કહી જલદી પેલે પાર પહોંચો.

આટલું સાંભળતાં શેઠ શેઠાણી તથા રસોયો વહાણમાં ચઢી બેઠા પછી શેઠે તે નાવીકને કહ્યું કે મેં સત્યનું ધ્યાન ધર્યું છે માટે હવે વહાણ ચાલવું જોઈએ. એટલે નાવીક બોલ્યો કે જો તમે તમારી જીંદગીની સત્ય કર્મ કથા કહી હોત તો શું વહાણ આમ ઉભું રહેત ? શેઠ કહે કે ત્યારે શું મારી જીંદગીની સર્વ ગુપ્ત વાતો શું તમારા સમક્ષ કરવી પડશે ? નાવીક બોલ્યો હા, સર્વ કથા કહેવી પડશે. અને તે પણ સર્વ સમક્ષ ! ત્યારે શેઠ ગુસ્સામાં બોલ્યા કે હું મારી કર્મકથા કહી પાર ઉતરવા નથી ચહાતો. એમ કહી જેવા શેઠ ઉભા થવા જાય છે તો પોતાના સર્વે અવયવ વહાણ સાથે ચોટી ગયેલા જણાયા અને શેઠ પોતાની ઉમેદમાં નાસીપાસ થયા ત્યાં સત્યવ્રત બોલ્યો એમ તમારાથી નાશી શકાશે નહિ. જો તમારે પેલે કીનારે જવાનો વિચાર ન હોય તો પણ તમારી પોતાની કર્મકથા કહ્યા શીવાય ત્યાંથી ઉઠાશે નહીં. આટલું સાંભળતાંજ નગરશેઠના હોંસકોશ ઉડી ગયા અને વિચારોમાં લીન થયા તો પોતા-

જીંદગીમાં આજ દિવસ સુધી કરેલાં પાપ કર્મોનો તાદૃશ્ય ચિતાર તેમની આંખ સામે ખડો થવાથી, શેઠનું શરીર અભરાટથી કંપવા લાગ્યું અને વહાણુમ એ બેભાન થઇ પડ્યા પછી જ્યારે તેમને શુદ્ધિમાં લાવવામાં આવ્યા ત્યારે શેઠ બોલ્યા કે હે સત્યજ્ઞન નાવીક! નકલી સાધુના ખોટા ઉપદેશે મને ભ્રષ્ટ કર્યો છે, અને આ લોક તથા પરલોકથી બરબાદ કર્યો છે, તેથીજ મારા આવા હાલ થયા છે. તેજ ઉપદેશે મારા દેશવાસીઓનું નખ્ખોદ કાઢ્યું છે તેઓના પણ મારા જેવાજ હાલ છે. અફસોસ! હું રાજધાનીમાં પેદા થયેલો ગાદી તકીએ બેઠેલો માણસોની નજરે એક નગરશેઠ દેખાતો હતો પણ હું તે પદવીની એક પણ ફરજ બજાવી શક્યો નથી!! નહાનો મારો કલમમાં ઇન્સાફ! નહિ તો તે પેદા કરનાર પ્રભુનું ધ્યાન ધર્યું! એવા ગેરઇન્સાફની પાપી ચક્કી ફેરવી છે અને તેજ ભયંકર ચક્કરથી મેં મારા દેશના ઇન્સાફ, સત્યતા, તથા ધર્મની મુળનું છેદન કરી નાખ્યું છે! હાય, અફસોસ!! બલાસી મારી જીંદગી શરાબના પીઠામાં તથા રાંડોના રંગરાગમાં વ્યતિત થઇ છે. આ દેશમાં જન્મતી વખતે પ્રભુથી જે શરતો કરી હતી તે શરતોના પાલન કરવાનો ખ્યાલ મે સ્વપ્નામા પણ કર્યો નથી. અમારા દેશમા કોઇ વેદપાઠી, કર્મકાંડી બ્રાહ્મણ કે ખરા દેશઉપદેશક વિદ્વાન, સાધુ વગેરેનું પાલન ન થતાં કોઇ નજરે આવતો નથી. અને જે છે ત પોતાના સ્વાર્થમા અંધ થયેલા છે. દીકરીના દોકડા લેવાય છે. ગૌહત્યા થાય છે, અને જે જીવતી ગાયો છે તે કાગળ કચરો અને શેરીમાં પડેલા નર્કથી પોતાનું પેટ ભરે છે, અમારા દેશમાં કોઇ ગાયને રસી બાંધી ઘરને આગળ ઘાસ ચારો નીરતું નથી. તોપણ તે બીચારી જગતજનની સાંજે દુધ દેવા આવે છે જેનું દુધ નીચોવી લઇ તેની પીઠપર હાથ ફેરવીને બજારમાં રખડતી મુકી દોએ છે. તેમ તે બીચારી મુગે મોઢે સહન કરે છે. જ્યારે ગાયને ઢકમાં પુરી દેવામા આવે છે ત્યારે તેના માલીકો મોટા શેઠ સાહુકારોના નામ દંડ ઓછો પડે તેવી લાલચે આપે છે વિધવાઓ હાય કકળાટ કરતી રોતી દેશ રીવાજ બાંધનારાઓને શ્રાપ આપે છે. બાળલગ્ન બંધ થતા નથી અને પુર્નલગ્નનો રીવાજ ચાલુ કરી વધતો જતો વ્યભીચાર અટકાવતા નથી. પરમાર્થીક પરઉપકારીક સાધુઓને દાદ નહિ મળતાં રઝળી રખડી ટાંટીઆ ઘસી નિરાશ થઇ શ્રાપ દઇ ચાલ્યા જાય છે અને મારા આશરાથી નાટક–સીનેમાવાળાઓ ટુંક વખતમાં હજારો રૂપીઆ કમાઇ મને ધન્યવાદ આપતા જાય છે. મારા નગરમા લુચ્ચા, ચોર, ઠગ, રાંડ, ભડવા, જુગારી શરાબી વગેરે મજા કરે છે, ત્યાંના કોઇપણ માણસ જાણતા નથી કે અમે કોણ અને અમારો ધર્મ શું? ક્યાંથી આવ્યા ક્યા જવાના છીએ આવા નાસ્તિકપણાનું શું ફળ આવશે. આવી બધી હકીકતો કહું તો તેનુ એક મોટું પુસ્તક ભરાય તેવડી છે. મારા બાપ દાદાઓ તો ધર્મના કન્ટ્રાક્ટર અને સ્વર્ગ મેળવવાને હકદાર હતા. જ્યારે મને સ્વર્ગનું સ્વપ્નુ પણ આવવું દુર્લભ છે, ખરેખર હુ નર્કનો અધિકારી છુ આવી મારી દુષ્ટ કર્મકથા કહેતા શરમને લીધે એમ થાય છે કે જમીનમા સમાઇ જાઉં કે દરીયામાં કુદી પડી જીવનનો અંત લાવું કે ઘરબાર છોડીને સન્યાસી થઇ જાઉં! શું કરૂં? તેની મને સમજ પડતી નથી.

**સત્યપ્રકાશ**—ખબરદાર! આપઘાત કરવાનો ઇરાદો કર્યો છે તો. સાધુ બની શું દાતા મટી યાચક થવા માંગો છો? તેમ કરતાં શું તમને પેટ મુકી દેશે? તમારા સાધુ નવાથી શું શહેરમાં આટો સસ્તો થવાનો હતો?

**નગરશેઠ**—ત્યારે ક્યાં જાઉં અને શું કરૂં? એવા ક્યા મહાત્માને શરણે જાઉં કે જેથી મારૂં અને મારા દેશબાંધવોનું કલ્યાણ થાય.

**સત્યદૂત**—સત્યપંથે ચલો, દાન કરો, ધર્મ-કર્મમાં પ્રવૃત્ત થાઓ જેથી તમારૂં કલ્યાણ થશે અને આ લોક તથા પરલોકમાં તમારો જય થશે.

આ પ્રમાણે શેઠનો ખરા અંતઃકરણનો પસ્તાવો શરૂ થયો ત્યારથી તે સત્યપ્રકાશ કીસ્તી આપોઆપ કોઇપણ જાતની ચલાવવાની ક્રિયા કરવા વગર ચાલવા લાગી અને દરિયામાં કેટલેક આઘે જવા બાદ એકાએક સ્તંભી ગઈ એટલે શેઠ બોલ્યા કે સત્યવ્રત કીસ્તી કેમ ઉભી રહી ગઇ? એટલે સત્યદૂતે કહ્યું કે હવે શેઠાણીની કથા કહેવાની વારી આવી છે એટલે શેઠે શેઠાણી તરફ નજર કરી

**શેઠાણી**—(હાથ જોડી મોઢું ઝીલું કરી શેઠ તરફ) હે નાથ! મને બીલકુલ સાચું બોલવાનું કહેશોજ નહિ! અને હું સાચી કથા કહી દરિયાપાર ઉતરવા ચાહતીજ નથી કારણ મારી વર્તણુક તથા મારી ચાલચલગતનું ખરૂં વર્ણન મારે મોઢેથી કહેતાં મને બહુજ શરમ આવે છે.

**શેઠ**—કેમ! એવા ડર રાખવાનું કંઇ કારણ? હું તારી પાસે બેઠો છું (શેઠાણી શેઠનો શિકારી પોશાક તથા હથિયાર જોઇ કાંપવા લાગી) શું તને આ હથિયારોની બ્હીક લાગે છે?

**શેઠાણી**—ડર તમારી તલવારથી! શરમ મારા પાપોથી! અને હૃદય પશ્ચાતાપથી ફાટી જાય છે!! હુ હાથ જોડીને તમારા પાસેથી માગી લઉ છું કે મને એમજ કતલ કરી નાખો. પરંતુ સત્યકથા કહેવાની ફરજ ન પાડો. મને ખાત્રી છે કે સત્યકથા કહેતાં ચોક્કસજ તમારા હાથથી મારૂં મોત છે. અગર જો મને પ્રાણ દાન દેવામાં આવે તો સત્યકથા કહું.

**શેઠ**—શાંત થાઓ. તમારી ગમે તેવી કથા હશે તો પણ હું તમને સજા કરવાનો નથી. તમારો ગમે તેવો કસુર હશે તો પણ તે માફ છે.

**શેઠાણી**—પ્રભુ! સાંભળો!! હું ગરીબ ઘરમાં પેદા થયેલી મારા માતા પિતાની એકની એક સ્વરૂપવતી કન્યા હતી. નાનપણથી લાડમાં ઉછરેલી જેથી મારો સ્વભાવ હઠીલો અને ઝેરીલો હતો સાથે ખાવા પીવા અને પહેરવા ઓઢવાનો પણ મને બહુ શોખ હતો. હું નવ વરસની થઇ દુનિયામાં સારાસાર સમજવા લાગી ત્યારે મારા પિતાનો સ્વર્ગવાસ થયો. અમે મા દીકરી નીરાધાર થયા. રાંડવા બાદ મારી માતા થોડોક વખત સદાચરણથી રહી પણ પછી બે ચાર પાડોશમાં રહેતી ખરાબ સ્ત્રીઓની સોબતમાં અમને કોઇ પુછનાર ન હોવાથી તથા આવક બંધ થતાં પૈસે ટકે દુખી થવાથી પહેલે મારી માતા દુરાચરણના પ્રથમ પગથીએ ચઢી! ત્યારે મારી ઉમર બાર તેર વર્ષની હતી. હું જોબન બાગમાં પ્રથમ પગ મુકતી હતી જ્યારે હું નિશાળમાં જતી ત્યારે મારી ગેરહાજરીમાં મારી માતા દેવ દર્શ કે કોઇ ચીજ બજારમાં ખરીદવાને બહાને કુટણીઓના ઘરમાં ભરાઇ બેઠેલા પોતાના નવા યારોથી ક્રિડા કરતી! જ્યાર હું જુવાનીમાં જતી હતી તે મારી માતા જાણતી વિષયમાં મસ્ત બનેલીએ મારી દરકાર ન કરી. હું ખુબસુરત તથા નવજવાનીમાં કુમારી અવસ્થામાં નીશાળે જતી ફક્કી જવાનોની નજરે પડતાં કોઇ સીટી, કે સા

ખેંચી મારૂં ધ્યાન ખેંચાય એવા ઇરાદાથી વગાડતા. એમ કરતાં હું એક ઇશ્કી જવાનનો શિકાર થઇ ! મને પણ કોઇ પુછનાર ન હોવાથી તથા મારી માતાના દુરાચરણોની અસર મારા ઉપર થયેલી હોવાથી પાપકર્મ કરતાં જરા પણ ન અચકી ! યાદ રાખો કે માબાપના બુરા આચરણો ની ખોટી અસર તેના બાળકોપર થાય છે અને અંતે તેઓ પણ તેજ દુરાચરણમાં પ્રવૃત થઇ દુખી થાય છે. મારી માતા જ્યાં ખરાબ સંસ્કારની હતી અને તેની અસર મારાપર પુરેપુરી થયેલી હોવાથી મારામાં સદગુણ હોયજ ક્યાંથી ! તે અરસામાં મારી માતાને તેના કોઇ દારૂડીઆ યારથી કજીઓ થતાં એકાએક તે શહેર છોડવું પડ્યું અને આ ગામમાં આવતાં તમે મારી ચહેરાની કાન્તી જોઇ મોહી પડ્યા અને મારી માના હાથમાં દસ હજાર રૂપીઆની નોટો આવતાં મને તમારા હાથમાં સોંપી ચાલી ગઇ. તમારે ત્યાં આવી મેં પતિવ્રત પાળવા સંકલ્પ કર્યો. પણ ત્યાં તો થોડોક વખત પછી તમે પોતેજ હમેશ રાતના રંડીમાં બહાર ઉડાવા જતા અને કોઇક વખત તો મોઢું સુદ્ધાં પણ ન બતાવતા. નોકર મારફત મેં તમારી હીલચાલની બાતમી મેળવી. તમારો પરસ્ત્રીસમાગમ સાંભળી ક્રોધથી નેત્ર લાલચોળ કરી ઇર્ષામાં બળતી તે ખબર આપનાર નોકરના હાથમાં જઇ પડી પછી શું થયુ ? તમો તો રાત દિવસ દારૂના પીઠામાં અને વેસ્યાના રંગ રાગમાં ગુલતતાન હતા ત્યારે તેજ તમારા બામદા નોકરો મારી મરજી માફક રાત દિવસ શયનમંદિરમાં મારાથી સુખચેન ભોગવતા. તેની નીશાનીમાં પેદા થએલા બે કુમારો તમારા નહિ પણ આપણા ગુલામ—નોકરોના વિર્યની ઉત્પતી છે ! ! યાદ રાખજો કે જે કોઇ માણસ પરસ્ત્રીગમનની જ્યાં ઇચ્છા માત્ર કરે, તે પહેલાં તેની સ્ત્રીને પરપુરૂષપર પ્રેમ પેદા થાય છે ! ! મેં પ્રતિવ્રત કે પતિ ચરણ સેવા કે તેને સુખ આપવવા કંઇજ કોશીષ કરી નથી. અને તેથી હું રૈ રૈ નર્કની અધિકારી છું. હે ! હિન્દની પવિત્ર પ્રેમદાઓ ! પતિ સેવા અને શિયળનું સંરક્ષણ કરો ! તે તમને આલોકમા સંસારસુખનો દીવ્ય સ્વાદ ચખાડી પરલોકમા પરમાત્માના પરમ પદને મેળવી આપશે. અને હે હિન્દના હિરાઓ ! તમે પણ પરસ્ત્રીપર નજર કરતા વિચારજો કે ઘરમાં તમારી ગૃહીણી કોઇ બીજાના ખ્યાલ ન કરે ! અને તેમ થતાં વર્ણશંકર પ્રજાની ઉત્પતી થાય છે, તે વર્ણશકર પ્રજા આ આપણા ભારત દેશની અધોગતિનું મુળ છે ! અને તેથીજ ઓ વિષયાંધો !! તમેજ દેશદ્રોહી અને રૈ રૈ નર્કના અધિકારી છો !!

જેમ ઓચિંતો તોપનો ગોળો શેઠપર પડયો હોય તેમ શેઠ તો શરમ ને ગુસ્સાના અગ્નિમાં બળી જવા લાગ્યા, અને પોતાના કુમાર્ગે ચઢવાથી, શેઠાણીને વ્યભીચાર કરવા ફરજ પડી અને તેથી નીચ ખસલતના ગુલામોના વિર્યથી પોતાને બે પુત્રો ઉત્પન્ન થયા એ વાતથી શેઠનું બદન ઢીલું પડી જઇ ચહેરો કાળો શાહી જેવો થઇ ગયો. સત્યપ્રકાશે આ વાતની શરૂઆત થતાં સડસડાટ પાણી કાપવુ શરૂ કર્યું હતું અને દરિયાના મધ્ય ભાગ આવતાં પાછું ઉભુ રહ્યું. તે જોઇ શેઠે સત્યવ્રતને કહ્યું કે હવે વહાણ ન ચાલવાનું કારણ ? સત્યવ્રતે જવાબ દીધો કે વે રસોયાનો વારો આવ્યો છે. એટલે શેઠે રસોયા તરફ જોયું કે રસોયો ગભરાણો ને હાથ જોડીને પ્રાર્થના કરતો તે બોલ્યો કેઃ—હે અન્નદાતા ! મારાથી કદાપી સાચું ી શકવાનું નથી. ભલે વહાણ ચાલે યા ન ચાલે. મારૂ કામ ફકત રસોઇ કરવાનું છે કે પોતાની ગુપ્ત વાર્તા જાહેર કરવાનું ?

શેઠ—ભલા માણસ ! ત્યારે શું તું અમને મધ્ય દરિયે વહાણમાં બેઠા રાખીશ.

રસોઇઓ—(આસ્તેથી) હા તો તમે તેમજ કરવા લાયક.

શેઠ—પણ જરા મહેરબાની કરીને વધારે આગળ જતા દે.

રસોઇઓ—એટલે શું તેમ કરીને તમારા હાથથી તમારી નસીબનો ભોગ બનુ?

શેઠ—શું તું સમજી શકતો નથી કે શેઠાણીનો આવો કસુર છતાં તેનું મેં શું કર્યું?

રસોઇઓ—ગમે તેમ તો પણ તમે પતિ પતિ એટલે એક અંગ અને હું તો સેવક છું.

શેઠ—તું પણ ધર્માત્મા બની જા. અને સત્ય કર્મ કથા કહે.

રસોઇઓ—શેઠ સાહેબ તમારી અને મારી સરખામણી થઇ શકે ખરી કે? છતા પણ તમારા આગ્રહને વશ થઇ કહુ છુ તે ધ્યાન દઇ સાંભળો. મે તમોને ભાત ભાતની રસોઇ કરી ખવરાવી છે, સારા મેળાવડામાં પણ રસોઇના કામમા હુ તમારા માનને પાત્ર થઇ ઇનામો મેળવી શકયો છું છતા પણ લોભ બુરી ચીજ છે તે લોભને વશ થઇ બજારમાં અનાજ તથા શાક ભાજી વગેરે તદન સડેલાં જીવાતવાળા સસ્તે ભાવે લઇ આવતો અને ભંડારમા ભરતો. તેમા જીવજંત હોડના, ઉંદર મુઆ હતા કે ખિલ્લીના શિકાર થઇ પડેલા હોય તેવું ભ્રષ્ટ અન્ન તમોને ખવરાવતો અને બજારમાં ચીજ ખરીદવાના પઇસા કમીશન સાથે વસુલ કરતો ઘી પણ હલકુ બનાવટી વાપરી ખુબ પઇસા મેળવતો અને તે પઇસા રાતના રાંડોના રંગ રાગમા તથા ચરસ ચંડુલ, ભાંગ, ગાંજો, વગેરે ઉડાવી મોડી રાતના પાછો ઘેર ફરતો રાતના ઉજાગરાથી સવારે મોડા ઉઠતો અને નાહ્યા ધોયા! રસોઇનું મોડું થતા તમારા ગુસ્સાના ભોગ ન બનુ માટે નાહ્યા નાપાક થએલા છતા પણ તેવીજ હાલતમાં તમને રસોઇ કરી ખવરાવતો!!

શેઠ—શિવ! શિવ! આવું તેવું અન્ન અમારા પેટમાં જતા મારી અને શેઠાણીની બુદ્ધિ ભ્રષ્ટ થઇ આ અમારા દુરાચરણોનુ મુળ તુંજ છો!

રસોઇઓ—હા, અન્નદાતા ખરૂ છે. મારા પાપો માટે મને અત્યંત પશ્ચાતાપ થાય છે. તેથીજ મારા જેવા નોકરીઆત વર્ગને કહુ છુ કે તમારા શેઠની નોકરી નિમકહલાલીથી કરજો, જે હકનો તમને પગાર મળે તેમા સંતોષ માનજો. મારા જેમ શેઠનો માલ ખરીદ કરવા જતાં કમીશન ખાવાની કે શેઠનો માલ ઉચાપત કરવાની દાનત ન કરશો. તે હરામનો પૈસો તમને ઉંધે રસ્તે દોરશે, પકડાઇ જવાની બિહકથી તમારૂ અંતઃકરણ તમને ડંખ્યા કરશે તેથી નિદ્રા દેવી તમારાપર અવકૃપા કરશે એટલે શરીરની નાતંદુરસ્તી થતા તમારા હરામના પેદા કરેલા પૈસા ડાકટરોના બીલમા વેશ્યાના વિલાસમા, લોટરીઓની ટીકીટમાં કે દારૂના પીઠામાં બરબાદ થવા સાથે, વ્યાજમાં તમારા બાપદાદાની આબરૂપર પાણી ફેર-વશે! તમારી શરીર સંપતિ નબળી પડશે. એ ધોરા હબ્બુ (રૂપઆઇ) માં લુબ્ધ થએલા હબ્બુચંદો! કંઇક સમજો!! આવી રીતે હરામના ટીગલા મેળવવાના વિચારને પણ ઠોકરે મારો! નિમકહલાલીથી નોકરી કરો કે જેના બદલો તમને તેજ શેઠ આપી તમારી કદર કરશે અગર કર્મસંયોગે જો તેમ ન થયુ તો તે શેઠોનો શેઠ પરમ કૃપાળુ પરમાત્મા અવસ્ય કદર કરશે. "મનુષ્ય યત્ન ઇશ્વર કૃપા" મહેનતથી સ્વર્ગ પણ મેળવી શકાય છે તો આ દુનિયાની એવી કઇ ચીજ છે જે તમે ઉદ્યોગ કરવાથી ન મેળવી શકો!

રસોયાની કથા ખલાસ થતાં પાછું વહાણ ઉભું રહ્યું ત્યારે વળી તે વહાણના ખલાસી સત્યવ્રતને કહ્યું કે વહાણ કેમ ઉભું રહ્યું ? ત્યારે તેણે જવાબ દીધો કે હવે તમારા આ સેવકનો વારો આવ્યો છે માટે તમો જો રજા આપો તો કહું.

**શેઠ—મહાપ્રભુ !** તેમાં રજા આપવાનું કંઇ કારણ નથી તમારે. જે કહેવું હોય તે ખુશીથી કહો. કોઇપણ જાતનો સંદેહ મનમાં ન રાખો.

**સત્યવ્રત—**હે શ્રીમાન શેઠ ! માઠું લાગે તો માફ કરજો. તમે તો આખો દિવસ જુઠમાં મસ્ત રહેતા એટલે તમે તો જુઠાના પ્રિતીવાન છો. અને સત્ય કહેનારને દંડ યા દોર દમામથી ચુપ કરી દેનાર છો જ્યાં પણ સત્યકથા કહ્યા વિનાય ચાલતું નથી. શેઠ સાહેબ ! જે સત્ય, ધર્મ કે સતસંગની વાતઉપર તમો મોઢું બગાડી મગજને ખાટો કરી નાખતા હતા તેજ ખરી ચીજ આ દુનિયામાં તમારો જય કરાવનાર, અને પરમાત્માના દરબારમાં તમારા માટે અપીલ કરનાર ખરો સાથી છે. જે લોકો તમને સાચી શિખામણની વાત કહેતા તેને તમે મશકરીમાં ઉડાવતા હતા ત્યારે તેજ બિચારા ભોળા હૃદયના સાચા માણસો તમારા તરફથી થયેલા અપમાન છતાં પણ પ્રભુ પાસે પ્રાર્થના કરતા હતા કે હે દયાનિધી ! દયા કર, ને શેઠનો ગર્વ ઉતાર, તેમના ચર્મચક્ષુ ખોલી જ્ઞાનનો સાક્ષાત્કાર કરાવ કે જેથી આ દુનિયાના અંધારા માર્ગમાં તેઓ સતકર્મી જ્યોતની મદદથી રસ્તો શોધી પાર પડે. શેઠ–શેઠાણી અને રસોયા ! તમારી કુટીલ કર્મકથા ભયંકર પાપોથી ભરેલી છે કે જે યાદ આવતાં મને ત્રાસ થાય છે ! અને એમ થાય છે કે કયા એવા મારા કર્મની કઠીણ રેખાએ તમારા જેવા મહા પાપયુક્ત માનવીઓથી ભેટો કરાવ્યો ! હે સત્યપ્રકાશ હવે બન તું ચાલવાનું હોય તો પણ ન ચાલજે ! તમને શું કોઇ સાચું કહેનાર કોઇ નહોતું ?

**શેઠ—**જે સાચું કહેનાર હતા તે તો મારી સાથે મહેફીલ ને મીજલસમાં મજાહ કરવા હાજર હતા. હે નાવીક ! કોઇક એવી સાચી કથા કહે કે જેથી અમે પાર ઉતરીએ. અમે ત્રણ ને ચોથો તું અમારો સાથી છો. અને હું તે પાંચમા પરમેશ્વરના સોગન ખાઇ કહું છું કે કીનારે ઉતરવા પછી તને ઇનામ આપીશ. હું તેજ નગરશેઠ છું કે જેની મહેરબાનીથી હજારો નિહાલ થાય છે અને જેનાપર ક્રોધ કરૂં છું તે ધુળ ફાકતા થાય છે. નાવીક કહે હું તમારી ધમકીથી ડરવાનો નથી હું તમારા પાપકર્મનો સાથી ન બનાવો. શું હું તમારી સાથે મીજલસમાં મોજ મારવા આવતો હતો ? એટલે શેઠને અપાર દુઃખ થયું અને પસ્તાવો કરવા તથા પ્રતિજ્ઞાઓ કરવા લાગ્યા.

તેનો કરેલો પશ્ચાતાપ ખરો છે કે ખોટો તે જાણવા માટે સત્યવ્રતે મોઢાંનો ચહેરો બદલી અવાજનું પરિવર્તન કરી ભયંકર ત્રાડ પાડી બોલ્યો ઓ પાપાત્માઓ ! તમારી આ દુનિયાની પાપલીલા માટે સખ્ત શીક્ષા કરવી પડશે. અને તે શીક્ષા તરીકે તમોને ભુખ અને તરશના ત્રાસથી મોતનો ગ્રાસ થઇ પડવા મધ્ય દરિઆ આ વહાણમાં એમજ રાખ-વામાં આવશે.

આ હુકમ સાંભળતાં સર્વ ચુપ થઇ એક બીજાના મોઢાને તાકતા બેસી ગયા. થોડોક
1 એવીજ સ્થિતીમાં પસાર કરવા બાદ શેઠ એકાએક બોલી ઉઠયા કે "હે સત્યવ્રત !

તમારી આજ્ઞાનું અક્ષરેઅક્ષર પાલન કરવા માટે તૈયાર છું પરંતુ અત્યારે મારા મનમાં એક જીજ્ઞાસા ઉત્પન્ન થઇ છે તેનું નિવારણ કરો.

એ મૃત્યુ લોકના માનવી! મોત તારાપર ઝઝુમી રહ્યું છે માટે તેટલા ટુંક વખતમાં તારા ઇષ્ટ દેવનું સ્મરણ કર કે જેથી તે પરમકૃપાળુ પરમાત્માના દરબારમાં કંઇક ઓછી શીક્ષાને પાત્ર થઇશ. નાહક આમ ટાલ્લાં કરી તારા કીમતી વખતનો ભોગ ન આપ" સત્યવ્રતે શેઠને બરાબર ઠેકાણે લાવવા દમ માર્યો.

"તેથીજ એ સદ્દગુરૂ હું મારી શંકાનું સમાધાન કરવા કહું છું." શેઠે કરગરતા કહ્યું.

"ત્યારે જલદી તારી શંકા જાહેર કર." સત્યવ્રતે જવાબ દીધો.

"સાંભળો ગુરૂવર્ય, આ નશ્વર દેહથી આ ક્ષણભંગુર સંસારમાં અનેક પાપો મેં તન અને મનથી કર્યા છે તેથીજ આ દુન્યવી કીમ્તીપણ અર્થ રત્ન અમારા પાપના બોજાથી ઉભી રહેતા અમારૂં અકાળ મોત થાય છે. માટેજ હું પુછું છું કે તમોને તરતા આવડે છે કે નહિ. અગર જો ન આવડતું હોય તો તમે તમારી જીંદગી કેમ બચાવશો?"

"હા, મને તરતાં આવડે છે અને તમારૂં મોત થશે ત્યાં સુધી હું મારા યોગ બળથી ભુખ તરસના ભોગ થતા મારા શરીરને બચાવીશ અને પછી કીસ્તીને સત્યને આધારે પેલે કીનારે લઇ જઇશ અને ત્યાં આવેલા જંગલમાં કાગડા ગીધ વગેરેની ઉજાણી કરવા તમારા મૃત દેહને નાખી દઇશ." સત્યવ્રતે પુર્ણ કમોટી કરવાના ઇરાદાથી જવાબ દીધો.

"અહા! એટલા પણ અમારા અહોભાગ્ય કે અમારા મરવાથી કાગડા કુતરા અને ગીધોની ક્ષુધા તૃપ્ત થશે સાભળો, "માનવી મરે કઇ કામ ન આવે, પશુ મરે દસ કાજ સુધારે." શેઠે આનંદીત થઇ કહ્યું. "વારૂ જ્યારે તમારો જીવ બચવાનો છે તો કૃપા કરી એક મારૂં કામ કરો "એવું તારૂં કયું કામ છે?"

"તે એજ કે જ્યારે અમે આ સંસારીક દરિયામાં પણ પાર ઉતરવા શક્તિવાન નથી. તો મરવા બાદ ત્યાં તે મોટા દરિયો કેમ તરી શકશુ? એવો મને ખ્યાલ થાય છે માટે હું મારી મીલકતનો પા ભાગ મારા છોકરાઓના પોષણ અર્થે રાખી બાકીનો પોણો ભાગ તમને આપવા પરવાનો લખી આપું છું જે તમને યોગ્ય લાગે તેમ પુણ્યના કામમાં ખર્ચો. વિધવાશ્રમો, વિદ્યાલયો અનાથાશ્રમો અને સદાચાર આશ્રમો બનાવો.

જ્યારે ઉપર પ્રમાણે પસ્તાવો કરતા શેઠ ખરેખર મરવા તૈયાર એવી ખાત્રી કરી લીધા પછી સત્યવ્રત બોલ્યો કે દરિયા પાર મેં ઘણા માણસોને ઉતાર્યા છે અને એજ ધંધો કરતા હું ઘરડો થયો છુ તે પાર ઉતરનારાઓમાં આજ સુધીમાં તમારા જેવો ધર્મવીર નગરશેઠ નહોતો કે આવી પતિવ્રતા શેઠાણી નહોતી કે આવો ખાટાનો ભંડાર રસોયો નહોતો. સત્યવ્રતે જ્યા પોતાનું બોલવું પુરૂં કર્યું કે તરત તે વહાણ ચાલવા લાગ્યું અને શેઠ-શેઠાણી તથા રસોયાને પાર ઉતાર્યા. એટલે નગરશેઠ, શેઠાણી અને રસોયો હાથ જોડીને નાવિકની સ્તુતિ કરવા લાગ્યા.

**દોહરો.**

**તુ સચ્ચા તેરી કીસ્તી સચ્ચી, તેરે સચ્ચ સવારનહારા;**
**મેં જુઠા મેરે વતની જુઠે, કયોંકર પાર ઉતારા.**

ત્યારે તો બધાએ માથું નમાવીને સાચો એકરાર કર્યો અને કહયું કે, હે ભગવાન! હવે એમજ થશે. પગ ચુમીને બધાએ નમસ્કાર કર્યા અને નાવમાં બેસીને પાર ઉતર્યા. શેઠે પોતાના આવાસમાં આવીને પોતાના સલાહકારોને ખુબ ધમકાવ્યા અને કહ્યું કે તમોએ તો અમારા દેશનું સત્યાનાશ કરી નાખ્યું. સલાહકારોએ હાથ જોડીને પ્રાર્થના કરી કે, અમો તમારી આજ્ઞાનું પાલન કરવુ એ પરમ ધર્મ માનતા હતા, એટલા માટે આપને પ્રતિકુળ સલાહ કેમ આપી શકીએ? હવે જેવો આપનો હુકમ.

નગરશેઠ—દુનીયામાં અધર્મ અને પરમ અપરાધ ચાલી રહ્યો છે તેને બદલે તેની જગ્યાએ જોર જુલમથી હવે સત્ય ધર્મ કર્મ થવુ જોઇએ. તેથી મુનીમે બહુજ શરમાઇને થોડા દીવસોમાં એવુ વરણ ફેરવી નાખ્યુ કે જેથી નગરશેઠનુ દીલ ખુશખુશાલ થયું. ઠેકઠેકાણે કથા–કીર્તન, પાઠશાળાઓ, વેદ વિદ્યાલયો, ગઊશાળાઓ, યજ્ઞશાળાઓ, ધર્માઉ દવાશાળાઓ, જાત જાતની લાયબ્રેરીઓ, વિધવા વિદ્યાલય ચાલુ કર્યા, બાળ લગ્ન બંધ કર્યા, પુનર્લગ્નની છુટ આપી અને પુર્નલગ્ન ન ઇચ્છતી વિધવાઓને ભણવા, ભણાવવા માટે સદા ચાર આશ્રમમાં રાખી. અને પોતાના માણસોદ્વારા ઠેક ઠેકાણે ઉપદેશ કરી સમજાવી તે દેશમાં થતાં કુકર્મ બંધ કરાવ્યા અને રાજાને મળી એવા ઢંઢેરા પીટાવ્યા કે જે કોઇ આ દેશનિવાસીઓ ચોરી, જુગાર, રંડીબાજી વગેરે કુકર્મ કરશે તેઓને સખત સજા કરવામા આવશે આથી સર્વ લોકો ભયથી અને સમજાવટથી સુધરી ગયા. કોઇ જગાએ કુકર્મનું નામ ન રહયું. અને તે દેશ એક રામરાજ્ય જેવો આબાદ થઇ ગયો જ્યા જુઓ ત્યાં ધર્મ અને સતસંગની ચર્ચા થવા લાગી માગ્યા મેહ વરસવાથી ખુબ ધાન પાકવા લાગ્યુ વેપાર રોજગાર વધવાથી દેશનો ભુખમરા દુર થયા અને સર્વે સુખી થયા.

ભાઇઓ! આપણું સિન્ધનું મુખ્ય શહેર કરાચી બંદર તે નગરશેઠના વખતનું તેના દેશ જેવું છે કે નહિ, છે તો ક્યા વખતનુ? નગરશેઠની સત્યપ્રકાશમાં પાપયાત્રા કરવા પહેલેનું પાપરાજ્ય કે પછીના રામરાજ્ય જેવું છે? વિચારીને જવાબ દે, હું કેમ કહી શકું કે આ આપણું શહેર તે નગરશેઠના પાપરાજ્ય જેવુ છે. પણ તે વખતના લોકો કહેતા હતા કે અમુક વખતે અમુક દેશમાં આપણા જેવા પાપાચાર વધશે. વહાલા વાચક! તું કહી શકીશ કે એવો કયો મુલક છે કે જેને માટે તે દેશના લોકોએ સુચના કરી છે. તમે ખાત્રીથી કહી શકો છો કે સિન્ધ પ્રાન્ત અને કરાચી તેના જેવાં છે? ના, પણ કાંઇક મળતા આવી તે દેશની ઝાંખી કરાવે છે. કારણ કે હરિદ્વારથી મહાત્મા રામરટો અત્રે આવેલા છે. તેઓ હરિદ્વારમાં યાત્રા કરવા આવતા આપણા હિન્દુ ભાઇઓને માટે એક દવાખાનુ ખોલવા માગે છે, તે ધાર્મિક કામમાં કોઇ હાથ લંબાવતુ નથી તો આપણાં આ કરાચી બંદરને કેવું કહેવું? નગરશેઠના પાપરાજ્ય જેવું કે તેને લગભગ મળતુ? આપણા આ કરાચી બંદરમાં ધનવાનો જ્યાં જુઓ ત્યાં સટ્ટા માટે ટેલીફોનના તમાશા કરતા નજરે પડે છે કોઇ હોટલોની ચાહમાં ગરકાવ છે કોઇ નાટક–સિનેમામા, તો કોઇ મોટરોના ધુંગળાના ભુંભાટ સાથે ક્લિફ્ટનની (હવાબંદર) હવા ખાય છે. ભાઇઓ તમો પુર્વના પુણ્યથી આ ભવમાં સુખી છો માટે તમારો હાથ ધર્મના કામમાં લંબાવી ગરીબોની આશીશ મેળવો અને તમારો જન્મારો સફળ કરી પરલોક સુધારો ભાઇઓ એક વખત એવો હતો કે જ્યારે આપણાં શેઠ સાહુકારો તિર્થસ્થાનોમાં અન્નક્ષેત્રો તેમજ બીજા પુણ્યના કામો કરતા. હવે એ કામોને સુધારી

સુંદર વ્યવસ્થામાં ગોઠવવાનો ધર્મ ધનવાનો તમારો છે. ધર્મસ્થાનોમાં બંધાવેલા તે સ્થાનકોની અત્યારની સ્થિતી જોતાં આપણને શરમાવું જોઇએ કારણ કે ભારતનું ગૌરવ અત્યાર ધર્મસ્થાનોમાં ઝળકતુ હતું અને અત્યારના તે સ્થાનોની જીર્ણ હાલત તે ગૌરવને ઝાંખુ પાડે છે. માટે હે ધનવાનો અને ગરીબો! તમો તમારા બાળબચ્ચાના પુણ્ય ખાતર ફક્ત રૂપિએ પૈ પણ આ ધર્માઉ ખાતામાં આપશો તો હરિદ્વારમાં યાત્રા કરવા આવતા આપણાં હિન્દુ ભાઇઓના આશીર્વાદ મેળવી તમારી જીંદગી સફળ કરી શકશો. આવો અમુલ્ય લાભ ફરી નહિં મળે. શું તમોને તમારા ધર્મસ્થાનો પ્રત્યે પ્રિતી છે? ધનને ખાતર જીવન નથી પણ જીવનને ખાતર ધન છે માટે ધનવાનો તમારૂં ધન ધર્મના કામમાં છુટે હાથે ખર્ચો અને આલોકમાં નામ પામી પરલોકમાં મોક્ષ મેળવો. છતે પૈસે તમે જો દાન પુણ્યમાં હાથ નહીં લંબાવો તો, પરલોકમાં તે પરમકૃપાળુ પરમાત્માના દરબારમાં શું જવાબ દેશો? તમારા દાનના પ્રતાપે તમારા આ કરાચી બંદરની અત્યારની કઢંગી હાલત સુધરી જશે અને અમીર ગરીબ વગેરે સુખી થશે.

ભાઇઓ મેં ઘણા દેશો જોયા છે પણ આ સિન્ધ દેશના જેવા રીતરીવાજો ક્યાંય જોયા નથી અહિંઆનું વહાણ બધુ વાકુંજ છે. જેમ કે વાંકા વાળ, વાંકા ખોરાક, વાંકા જવાબ. વાંકા (ત્રાંસા) મકાન, ત્રણ ખુણાવાળી દુકાન વગેરે જે જુઓ તે વાકું. એ એક અપશુકન ગણાય છે તમને જો તે રૂચતું હોય તો ભલે મને કંઇ હરકત નથી. તમારા દેશના રીતરીવાજો ભલે વાંકા હોય પણ દાન કે જે પરલોકમાં જવાનું ભાતુ છે તે પણ વાકું? દાખલા તરીકે ફલાણા મોટા શેઠનું નામ હોય તોજ ફલાણા શેઠ દાન દીએ નહિં તો નહિ. "જનવ ફલાની કોડીપે, ફલાનો શેઠ બડા હૈ, ઉધરમે લેક પીછે ફિર આવ" શું તમે તે મોટા શેઠને બતાવવા ખાતરજ દાન કરો છો? તમે પોતાના લાભ માટે પોતાની મરજીથી દાન નથી કરી શકતા? એવા દેખાદેખીના દાનનુ પુણ્ય (ફળ) કંઇ પુરૂં મળતું નથી પછી તમારી મરજી. મને આ ફેબરવારી મહિનાની એક સવારે આ સિન્ધ દેશનું ભયંકર અનિષ્ટ સવંત ૧૯૮૧ માં થશે એવા સ્વપ્નામાં ભાસ થયો છે માટે જો તે ખરૂં થઇ કાલ વધુ નુકશાન કરે તે પહેલાં દાન, દયા ધર્મ-કર્મ વિગેરે કરો કે જેથી ભવિષ્યમાં થનારા કુદરતી કોપને અટકાવવા સાધનભુત થાય નહીં તો ભલે તમારા દુરાચરણોનો ટોપલો કરાચીથી લાહોર સુધી કે તેથી પણ આગળ લઇ જાવ.

મારા પ્રિય વાચક! આપણી કથા મુકી તને બીજે રસ્તે દોરવા માટે તારી મારી સાચી ટુંચકો શરૂ કરૂં છું તે નગરશેઠના ગામમાં એક સાધુ સેવા કરનાર એક હરિભક્ત પોતાની કલકલા નામની સ્ત્રી સાથે રહેતા હતા. કલકલા ઘણી દુષ્ટ અને લોભીવૃતિની હતી, જ્યારે તેનો પતિ હરિભક્ત ઉદાર સ્વભાવનો નામ પ્રમાણે હરિજન, સંતસાધુ વગેરેની સેવા કરવાવાળો હતો. અને કલકલા તો સાધુ મહાત્માઓના નામપર પણ સખત ચીડાતી હતી.

એક દિવસે સવારે હરિભક્ત પોતાના ઘરના ઓટલાપર બેઠા દાતણ કરે છે ત્યાં, સાચા પરઉપકારી વિદ્વાન ચાર સાધુ બ્રાહ્મણો તેના ઘર આગળ આવી પહોંચ્યા અને કહેવા લાગ્યા કે "સંત! તું આજનો દિવસ અમારા ભોજનનો બંદોબસ્ત કર, પરમાત્મા તારૂં કલ્યાણ કરશે." એટલે હરિજન ઉઠી હાથ જોડી બ્રાહ્મણોના ચરણમાં પડ્યો એટલે તે બ્રાહ્મણોએ

